# विजळी विलाप.

અને

## सुरत शहेरनो भयंकर आगनो चितार.

## ગાયનરૂપી.

છપાવી પ્રગટ કરનાર.

શા. પુરૂષોત્તમ ગીગાભાઈ આર્યમનરંજનવાળા

તથા

બુકસેલર પ્રાણજીવન હરખજી વાઘાણી.



**AHMEDABAD.**

Printed At The "Anglo Vernacular Printing Press."

આવૃતી ૧ લી. પ્રત ૫૦૦૦ હજાર.

કિંમત સવા આનો.

૩૯૮૧

# विजळी विलाप.

( શ્રી જગતપતી એ રાગ. )

કપતાન—ઓ ગડબડ છોડો તુંમ, પડે ન કુચ્છ ગંમ;
દુખમેં દીલાસા દેનાં, વો પડે સુગંમ.
માલા બેડા પાર ઉતારે, સહી સલામત જંન;
કરો બંદગી સર્વ મળીને, એહ મેરા બચંન.

નાગર—સાહેબ આજે ઉઠયો જાણું શું થાશે પરીણામ;
અતી ભયંકર પવન વાય છે, પહોચાડો મુકામ

વિયોગણુસ્ત્રી—બાપ તમે કેમ ક્રુર ક્રુર કરો, કચરી નાંખ્યો પાપ;
કેમ કરી પ્રીતમને ભેટું. રહે શું રણ સ્થળ આંય.

પારસી—સોહ અતી લોપાણુ કરે છે, મુકી દઈ મરજાદ;
કાંક ચુકતી કપતાન કરોને, દેખા આવી દાદ.

મુસલમાન—તોબાં તોબાં શુભાન અલ્લા, કૈસા વો તોફાન;
વાયુ વાય જોરાવર અબવો, નીકળે મેરા જાન.

હીંદુ—હે પરમેશ્વર કરી હેરાની, અંગ થાય અફસોસ;
પવન ઝપાટો બહુ વાયછે, કરે મને બેહોશ.

ગુજરાતી—મરી ગયા કપતાન જુવાન, ખાંગી થાય છે બોટ;
ઇંજીન પાસે જઇને કાંઇક, કરો ઈલાજો કોટ.

દારૂડીયો—બાપા બાપા મેં મરજાતા, ડોલ ચડે છે દીલ;
ડુબી જાશે બોટ અરે શું, હવે કેટલી ઢીલ.

## માલીની છંદ.

નથિ નથી નથી આશા, જીવવાની જરાએ,
અતી અતી અતી વાયુ, આંચકાનોજ વાએ;
ઘન ઘન ઘન વેરી, તું અશાડે ન આવ્યો,
રૂતુ વગર તથાપિ, ફંદી તું કેમ ફાવ્યો.

## વસંતતીલકા વ્રત.

હે મેઘરાજ શીરતાજ અતી અમારો;
ત્રૂટી પડ્યો, તરૂણુ બાળક આ તમારો
એ હાલમાં સરવ ચીજ અતી પડાવી;
દાવાનળો દુખદ મેઘ દયા ન આવી.

## શીખરીણી.

અરે રે આતે શો. પવન ઘન સાથે પરવર્યો;
ઝપાટી ઝંઝંડી, અગન તણી ખોટે અનુસર્યો.
ભરી ખાખી માથે, મનુષ મળી દેશી વિચરતા;
ઝૂરે લોકો સાથે, દિન વચન મોઢે ઉચરતા.

## ગીતી વ્રત.

કોપ-કારમ્યો આશું, ઝડી થાય છે ખોટ ઝૂખશે શું;
આશા છોડી આજે, દિનની દાદ સુણીને ખુશ રહેશું.

## આર્યાગીતી.

ખુડત જનના બેલી, વેલી કરજો વાર મોરારી;
ગરૂડ ચડી ગીરધારી, બુળતા માનવ નાખો હુવારી;

## મોતીદામ છંદ.

અહો વરસાદ તું વાળ ન વેર;
કરો નહીં કોપતણો વળી કેર;
બચાવ કરો અમ શેવક સાથ;
ધરી મનમાંય પ્રભુ સહુ નામ.

## ત્રોકટ છંદ.

ભવ સાગરમાંય ભુલા પડીયા;
નબળાંજ નશીબ નકી નડીયાં.
વરસાદ વિશેષ ખરાબી કરી;
ઉરમાં નવ તેં સું દયાય ધરી.

## રાગ ગોપીચંદનો.

**લોકો**—કુરે કરમ લેખ ત્યાં, કારી ફાવે નહી કોઈની રતી.
**દારૂડીઓ**—ઓલ્ડ માય ડીયર ગોડ વેટ શું, હીયર થવાનું હાય;
ડોલે છે મુજ દેહ ક્ષણુંમાં, ઈજીનમાં અથડાય
**લુવાણો**—મારે જાનું માલ વોરવા, લેવો છે નકી લાભ;
એ વિચાર આ વખત ન ફાવે, જળને ઉંચો આભ.
**ખોજો**—મુળાકું ગળી વેચી વેચી, થયો તવંગર નામ;
ચણીબારૂં મારે કરવું છે, હૈયામાં ધરૂં હામ.
બાજી બાજારમાં કર્યું ભેળું, ધન અગણિત આવાર.
હેમ ખેમ જો ઘેર પહોચીએ, દયા કરે દાતાર.
**કાજી**—મૌલા મેહેર ક્યા કયું કરતે, ઐસા મેરે મન;
બેડા કો અબ બચાવ કર કે, નીબા રખો નીશ દીન.

**અફીણીયા**—છેડું સારા રાગ રાગણી, પોહોચ્યું મુજ મુકામ;
તોફાનોનો બહુ તડાકો, લાગ્યો છે આ ઠામ.
**ભંગી**—ગાંજા ગુંજી અમીર પુંજી, હે જોગીકી ઓટ;
ઘોઈ ઘોઈને ચીલમ ફુંકશું, મટે અંગ ફચાટ;
**છેલ**—પ્રીત મહીં આ ઉઠયો પલીતો, મંડાશે મોકાણ;
પ્યારી કારણ જળમાં જાશે, પરાણે મારા પ્રાણ.
**કપતાન**—શોર છોડકે ચુપકીથા તુમ, બેસો અંદર માંય;
ખુદા તાલા કું યાદ કરીલ્યો, જીકર છોડી દો આંય.
**ફકડનો છોકરો**—બાપા મારે બરફી ખાવી; છોડો પોટકી કાંક;
ભૂખ લાગી છે મને અતીશય, આવે અંધી આંખ.
**કુંભાર**—ગધાડીનો વાયુ વાગ્યો, ઓય પડયા ઓ બાપ;
લડથડીયાં બહુ આવે મુજને, તનમાં ઉઠે તાપ;
**કોલણ**—તમર તણા ભારા મેં વેચ્યા, પડી મસ્તકે ટાલ;
પૈસો ભેળો કીધો પાસે, હાય કરું શું હાલ;
**સુઈ**—વાટ જુવે ઘેર મારે નારી, કયારે મળશે કંથ;
આશ હશે એના ઉરમાં, નીચે ખાવીંદ મળવા પંથ.
સંચા કેરા બખીયા કેરૂં, પેહેરું બનીયન જાત;
ઘેર જઈને ગંમત કરશું, કુટુંબ કબીલા સાથ.
**સુતાર**—અરે ભાઈ આમાં ઉગરીને, જાવાનું ન જણાય;
ઈશ્વર કોપ થનાર ખરેખર, જીવ મારો મુંઝાય.
**માચી**—ભુલી ગયો હું નવો વીંગડો, આવે વીચાર એજ;
પડે પીડ પરમાણું લેવા, માટે લીધો મેજ;
**મોચી**—આમાથી જો ઈશ બચાવે, તો તો જીવ્યા જાણ;

તોફાની બહુ પવન વાય છે, લોઢ ચઢે નીરવાણ.
ખોળ ટોપરાં તલની મારે, ભરી મોટી વખાર;
ખલાસ કરવો માલ માહરે, દીન થયા છે અપાર.

**હજામ**—ચાલ કોથળી રાખું હાવકી, મળ્યા મનુષ બહુ બેજ;
ચોરી જાશે કોઈસજાયો, અડધાતું ઉઠશેજ.

## રાગ ગોપીચંદનો.

**લોકો**—તોફાની વાયુ, સાગર છલકીને ઉડે છે સદા;

**કપતાન**—સબ જાન માલકું, ખાસ બચાને વાલા હે ખુદા;
ગડબડ છોડો બેસો છાના, અલ્લા રખે આબાદ.
મત ગભરાવો મહા વીચારમાં, ઈષ્ટ દેવ કરી યાદ.

**વાણીયો**—વિદેશમાંહી નીત્ય વિચરતાં, કદી ન દેખ્યું ક્યાંય;
કોપ અચાનક થાય કારમ્યો, હૈયે હોળી થાય.

**બ્રાહ્મણ**—શંકર શંકર શું આ સુજ્યું, જુઠું લાગે જોણ;
મુખ બાંધીને તમે મારશો, કહો બચાવે કોણ;

**બાવો**—ડંડ કમંડળ લેનેકું મેં, ચયે બનારસ ગામ.
ક્યાહો શેન રસંગ કોપ આ, રખો સલામત રામ.

**કંડાળીયો**—કંન્યા કારણ, કરૂં મુસાફરી, જાય વાંઢાનો જીવ;
મધ્ય દરીયામાં માહી ખબરો, શું આગમીયું શીવ.

**શાસ્ત્રી**—સાદ માહરો સુકાઈ જાએ, નથી ચંબુમાં નીર;
બાતું ખુટશું ભવસાગરમાં, રખડાવ્યા રઘુવીર.

**કુકડ**— પ્યારી કારણ જાઉં પુરમાં, અંતરની રહી આશ.
ઝટપટ આવે નગર માહરૂં, કરશું પ્રેમ વિલાસ.

**સ્ત્રી**— સુઈ જા મારી શાણી પુત્રી, બાળક છો તું અજાણ;
ઉદય અસ્તની ખબર ન તુજને, તળખે મારાં પ્રાંણ.
**બાળક**—માતા કેમ રૂવે છે મારી, શું સંકટ છે શીર.
મારા સમ મુજને સંભળાવો, વહે નયનમાં નીર.
**સ્ત્રી**— તારો ભાગ્યે તીર ઉતરીયે, ક્યાં જગત જણાય;
નશીબ નબળાં સાથ સર્વનાં, વાયુ ભયંકર વાય,
**બાળકી**—ક્યારે જાશું પીતાજી પાસે, બોલાવશે લઘુ બેન
નવી જુનીની વાત પુછશે, ચીતે આવશે ચેન.
**લોકો**— ડોલે છે આ બોટ દેખોને, કૃપા કરો કપતાન;
કાંક ઈલાજ કરો દિલ દઈને, ખુદા બચાવે જાન.
**કપતાન**—કારી મેરી કુચ્છ ન ફાવે ઉછળે ભરતી ઓટ.
દો કર જોરી કરૂં બંદગી, ખુદા બચાવો બોટ.
**લોકો**— આંમાથી જો ઉગરી જઈયે, હેમ ક્ષેમ જો ઘેર:
નીવેદ ધરશું નવદુર્ગાના, માતા કરજો મહેર.
**કપતાન**—યાદ કરો સબ ઈષ્ટ દેવકું, વોહી ખુદાકો કોપ:
જાન માલ સબી જાળવે, ખાસ ખરાબા ખોપ;

**મનહર.**

સાગર તું સત્ય બની છોડી દીધી માઝા ખરે;
દીલગીર દીલમાંય પુરી પ્રગટાય છે,
વીજળીએ વેર કીધા જનમનું વાળ્યું અરે;
મોટા મોટા દેશમાંહી મોકાણો મંડાય છે.
ગજબનો ગોળો ફેંકી ગોઝારીએ ઘાણ વાળ્યો;
આશા ભંગ કર્યા આતી જુલમ જણાય છે.

કોપ કીરતારનોકે વીધી તણો વાંક ગણું;
સર્વેનું ભવીષ્ય એક સાથે શું સદાય છે.

## લલીત છંદ.

અરર વીજળી,–કોપ તેં કીધો,
મધ્ય નીધી મહીં, તેં દગો દિધો;
પલકમાં ખરે, પ્રાણ જાયરે,
દિલગીર સદા, દીલ થાયરે.
પરણવા તણી, આશ કૈકને,
કઈકનો હતો, પ્રેમ નેકને;
કતલ તેં કર્યા, દીલ નૈં દયા,
નિમિષ માત્રમાં, પ્રાણ તો ગયા.
સદય દુઃખનો દાવ જે બળે,
વિધિ તણી કૃતી, કોણથી ટળે;
સરવ સાથનો, ઘાણ વાળીઓ,
નિકટ નાથ હે, જે નિહાળીયો.
ફરી ગયો અરે, કાળ કોળીયો,
પ્રગટ દીલમાં, હાલ હોળીયો.

## મીત્ર પ્રત્યે વિયોગ મનહર.

મીત્ર મારા જે જગ્યાએ, મન પ્રફુલીત થતું,
ખાસ તે જગા આ ટાંણે, ખાલી ખાવા ધાય છે;
ઉમંગી વિચાર મારા, અંતરમાં હતા તેતો,
ઘણી ઘણી રીતે મારો, જીવ ગભરાય છે.

સાગરમાં છોડી પ્રાણ, એક ન જડે એંધાણ,
ખુરૂ તેં તો માર્યું બાણ, ઓચિંતું મનાય છે;
જે જગ્યાએ માન અને, ખાન પાન ખુબ ઉડે;
તે જગ્યાએ ન્યાળી જોતાં. જવાળા પ્રગટાય છે,
સાગર તું છળકીને છળ કરી છેદ મુક્યો;
વડા તેં વિકાર કેમ ઉરમાંહી આણીયો,
માત જ્યારે બાળકને મારી નાખી માઝા મુકે.
કોણ ન કસાઈ કહી બોળે કાળ બાણીયો,
પ્રવાસ કરે છે તારા પતીતથી પ્યારી પ્રજા;
તેને તેં પલકમાંહી બોળી કીધી હાનીઓ,
શોક સીંધુ રેલ્યો સદા, કોપમાં નહી કચાશ.
જુલમ જગત જાખી જાખી બધે જાણીયો.

**બનઝારા.**

વીજળીયે વાળ્યું વેર, તેં કીધો કાળો કેર;
દરીયામાં નાવજ ડોલ્યું, તેણે નીર લઈને બોળ્યું;
કર્યું જીવતર સહુનું ઝેર. વી૦
તેમાં કૈંક હતા વર રાજા, ઝુરી ઝુરી મુવા છે આઝા;
જીવતા કોઈ આવ્યા ન ઘેર, વી૦
તે વખતની વાત વીચારૂં, દિલગીર ડોલે દીલ મારૂં;
હે ઈશ થયું અંધેર. વી૦
અંતર વરશે અંગારા, ચાલે આંસુ ચોધારા;
સહુ શોક કર્યો શેહેર. વી૦
તેં પ્રાણ પરાણે કાઢ્યાં, હાવાહાળ ભીંહે હાહાકાર

લક્ષ્મે બની કુડી પેર. વી૦
ઓચીતું આવે આણું, સહુ સાથે એક મરાણું;
લંપટ ઉડી ગઈ લહેર, વી૦
સાગર તેં સર્વ સંધાર્યા, તેં મુખ બાંધીને મર્યા;
મનામાં નવ રાખી મહેર. વી૦

## પ્યારી પ્રત્યે પુરૂષનો પ્રેમ.

### મનહર.

પ્યારી મારી મુસાફરી, કરવા ગઇતી ધારી,
આવું જાણ્યું હોત તો હું, મોકલું ન બારણે;
દોલતો ઉડાડી દીધી તારે માટે સુખ થવા;
કરેલ અર્પણ બધુ પ્યારી તારે કારણે.
પ્યારૂં બાળક તું સાથે હતું તે તો નાશ પામ્યું.
પોક મુકી મુકીને હું ઝુરૂં તેને પારણે,
ધારી ધારી ધીરજ ધરાતી નથી ધંધામાંય,
ધીર નથી રહેતી મને કોઈ વાતે ધારણે.

**કુંવારી કન્યા.** જોડી તમે ના જોઈ.

સખી મેં ફુલ કુડાં કીધાં,
સ્વામીનાથનો સંગ ન પામી, દુઃખડાં શું દીધાં.
નહી આ દગો દીધો નાથે,
છુટયાં નથી મીંઢાળ ન બેઠાં, ચોરીમાં સાથે;
ઉપાય સુઝેજ નહી અન્યે;

નથી જમ્યાં કંસાર લાપશી, બેસીને બંન્ને;
હરનીશ ઝુરી મરૂં હાયે;
બણુ લકડીને ખાય, એવી મુંને ચીંતા ચીત થાએ;
વીજળી અતી કર્યું બૂરૂં;
વેર વાળીયું કીયા જનમનું, જુલમ કર્યો ક્રૂરે.
પાણીયે આંખ ભરૂં પલમાં;
સાગર માઝા છોડી દીધી, દયા નહીં દિલમાં.
બારસો જીવ નાંખ્યા મારી;
સર્વ તણો સંધાર કરીને, ભોગ લીધો બારી:
વીજળી વેરી થઈ મારી;
પુર્વ જનમનાં પાપ શું નડીયાં, ફાળી નહીં કારી;
હાય શું કરૂં હવે બેની;
અંતર કેરી જવાળ અતીશય, ચીતમાં બે ચેની,
મુકીને નાથ ગયા માયા;
સોળ શૃંગાર અંગાર થઇને, બાળે મુજ કાયા:
રોઇને દુ:ખે અતી અંખીયા,
મનની હામ રહી ગઈ મનમાં, શુંય કરૂં સખીયાં;

## એક વિયોગી સ્ત્રી.

( સતમ સખીરી રૂઠા ગયા હે શીરપર આવ્યા ચોમાસા એ રાહ)

પ્રાણનાથની વાત વીચારૂં, દાવાનળ લાગ્યો દીલમાં;
રંગભૂમીમાં ભંગ પડાવ્યો; પ્રભુ કર્યું બુરૂં પલમાં;
સતમ મેરા દીલદાર સખીરી, ડુબી ગયા છે દરીયામાં,

શોક સીંધુતો છલકી ઉઠયો, પ્રગટયો સર્વ પરીયામાં;
સેજ પલંગ તળાઈ સુની છે, તે દેખીને તાપ બળે,
ચીંતા તે ચોપાસ વીંટાણી, મુવો નાથ તે કયાંઈ મળે;
આપું માલખજાના મંદીર, તેની ખાતર હું આજે.
કદી મળે નહીં નાથ કોઈ દીન; દિલગીરથી કાયા દાઝે.
ભવસીંધુમાં ભુલા પડીયા, ભટકી મરૂં ભુંડે હાલે;
નાથ નજર કરી આવો ભેટો, ખુડત બાંય મારી ઝાલે.
મુવા મળે નહીં મનુષ કોઇ દીન. શોક સીંધુની છાંય પડી,
અવર નથી ઉપાય સખીરી, ઝુરી મરૂં છું ઘડી ઘડી.

## મરશીયો.

હાય હાયરે દરીયામાં નાવ ડુબી ગયું;
નામ વીજળીનું નીશ્ચે વહેતું થયુંરે. હાય હાય૦

કૈંક સાધુ અને શ્રીપાતો, ગોતી ગોતી સર્વની ઘાતો:
કરી સાગર અતી કલ્લ્હાતો. હાય હાય.

એક સાથે સર્વે ગયા માર્યા, તેમાં કોઇને નથી ઉગાર્યા;
છળી વીજળીયે સર્વે સંહાર્યારે. હાય હાય.

કૈંક બાળક રોતાં રમાડયાં, કૈંક આશાવંતોને કાઢયા;
પટકી પાણીયે સર્વે પછાડયારે. હાય હાય.
કાળ આવીને લુંટી લીધું, કુડું કામ ખરેખર કીધું;
સાય વસા કદી ન થાય સીધુંરે. હાય હાય.
કાળ સર્વને હરી સંભાતે, કદી છોડયા નહીં કોઈ વાતે;
ઝુરી ઝુરી મનુષ કરે માથેરે. હાય હાય.

જમીન હોય તો ભાગી જવાએ, વાયુ જુલમ કેરી બહુ વાએ;
કારી ચાલે ન નીરમાં કાંએરે. હાય હાય.
છોડી દીધી સંસારની છાયા, મુકી ગયા છોડી અને માયા;
ડુબાવ્યા સૌ મુરખને ડાયારે. હાય હાય.
કઈક વણીક અને વેપારી, વાયું જુદા જુદાને વીદારી;
મનુષ સાયર તેં નાખ્યા છે નારીરે. હાય હાય.
આવું કરશો તો કોઈ વેપારી, નહીં કરે પ્રયાસ કોઈ વારી:
એવી અરજી સુણોને અમારી રે. હાય હાય.
મુકે નહીં કદી માઝા, મોટા મોટા વસે છે મહારાજા;
જોડી હસ્ત શું વેણુ વદું ઝાઝાંરે. હાય હાયરે.

---

## એક ભયંકર સુરતમાં આગ.

### મનહર છંદ.

મેડીને મંદીર મોટા મોટા ગોખ અને જાળી;
બળી ગયા દેખી બહુ દીલગીરી થાય છે.
દાવાનળ ગોળો દેખી દીલમાં અતી ડુબાવ્યું;
સર્વે કાર્ય નષ્ટ થયું જ્વાળા પ્રગટાય છે.
હામ ધરી હૈયામાંય, હોળી સામે ઉભા રે'તા;
ઝપાટો અતી જરૂર જ્વાળા લાગી જાય છે.
કૈક તણાં મેડીને મંદીર બળી ગયાં અરે;
અચાનક કોપ આતે, ઈશ્વરી મનાય છે.
દોલત અપાર તેનો દાટ વાળી દીધો, અરે;

ખોળી ખોળી બાળી માર્યાં મંદીરને ગાળીયાં.
કાંકરાળી સોંય માંય સદય સપાટાબંધ
ઝુંકેલાં ઝુઝાવી દીધાં ઝુંપડાંને જાળીયાં;
આગ રૂપી અશ્વ ફૂરી વળ્યો, આખી પોળ માંહી;
ખાખ કરી નાખ્યા બાર બારીયોને ખાળીયા.
રંગીન બેરંગી ચીર કીંમતી અપાર રૂડાં;
બુટાદાર કીનખાબ કાપડોને બાળીયાં.

## આસાગોડી.

આગ મહીંથી ઉગારો, કૃપાસીંધુ આગ મહીંથી ઉગારો;
જ્વાળ સપાટો નથી સેંવાતો, દીસે નહીં કોઈ દ્વારે. કૃપા.
ઈશ્વર રક્ષા કર હે આની, તુજ વગર કોણ તારે. કૃપા.
ધાડ પડે જેમ જમ કીંકર બહુ, લુંટે હાટ બજારે. કૃપા.
આગ ઝપાટો અતીશય દેખી, વીઠલવર ચડ વારે. કૃપા.

## રાગ ગોપીચંદનો.

આ અગ્ની લાગી, ઓલાશે નહીં કોઈ વાતથી.
લોકો—સાવધ થાઓ સાવધ થાઓ, ઘરથી નીકળો બાર,
જાન માલનો જીવ જાળવો, ઉડે છે અંગાર,
ધાડ પડી જેમ ધામની અંદર, રાતી જ્વાળા જાખ;
મેડી મંદીર અને માળીયાં, બળી થાય છે ખાખ;
નગર બાર સહુ મનુસ નીકળો; આગ નહીં ઓલવાય;
કોપ થયો કીરતાર તણો આ, જુલમ જુલમ જણાય.
કોઈ—પૈસા ખરચી કાલ કરીતી, તાજે સુંદર માલ;
મુકતાં નથી જીવ માનતો, આવી પહોંચ્યો જ્વાળ,

દોડો દોડો આ હારો અગ્ની, બળે મારૂં મુકામ;
કોઈ થાઓ બળતાના બેલી, રાખી મનમાં હામ.

**તંબોળી**—ગરમી લાગે છે બહુ મુજને, આવી પહોચી શુ આગ;
નીકળી જવાનો વિચાર નીશ્ચે, કરૂં જોઇને લાગ.
તાપી કાંઠે કરો તપસ્યા, ધરો સમાધી ધ્યાન;
બુડત ના બેલી જો ઈશ્વર, બચાવશે સહુ જાન.

**બાવો**—જો નર સંગ ચલો અબ યાંસે, નીકલું નગરકી બહાર
ઝોળી ઝંડા અબી ઉઠાકે, નીકર ખાશું માર.
બોતજ લેવો બેશક સુંદર, મેહેલ ખજાના ખાખ;
જવાળા અબ જોરાવર કેસી, જલ બળ હો ગઈ ખાખ.

**વેપારી**—ઓય ઓયરે આશું ભડકા, દાવાનળ દેખાય;
કહ્યા નજર શું કરી ઈશ્વરે, દયાતણા દરીયાવ.

**ગાંધી**—ગંધીયાણુ આ મારૂં ધૈર્યું, આવી પહોચી આગ,
નકી આજ નુંકશાન થવાનું, ત્રુટે મારા તાગ.
હાય હવે શું કરવું હોળી, બળે નજર આ બાર;
• જીવતા રહેશું જરૂર ચાલો, પાછા ગણી પોબાર,

**કાપડીયા**—બાપલીયા આ બળી ગયું આ, મારૂં શ્રેષ્ટ મુકામ;
ખોઈ કમાણી માલખજાના; ઠરી ન બેશીશ ઠામ.
દુધતણા દુધમાંહી તણાણા; નીરતણા ગયા નીર;
પુર્વે પાપ કર્યા બહુ હોંશે સંકટ નાખ્યું શીર.

**કોળી**—હાલ જો માડી ભાગી જઇએ, તાપી કેરે તીર;
પરણુ રાખે પ્રાણ આપણાં, નીર્મળ પીશું નીર.

**સુરતણ**—એક નાસરીનાં ફુલ લઇને, એક નાસરીનું દુધ,

બચાવશો તો ચડાવું તાપી, માત વીસરૂં બુધ.

**ખોજો**—શેવકુરમરા કેરૂં ડાલું, ઉઠાવી લ્યો આ વાર;
હાથે આપ્યું એજ બાપનું, જાણો જરૂર સવાર.
કોને વાત હોએ જીવવાની, સઉને છે એ સાથ;
મારે ચાલો મરી નથી જવું, કહું છું સાચી વાત.

**હજામ**—બળી ગઇ વસ્તુની છે કોથળી, પડતી મુકું આંય.
મુઠીવાળી ચાલો મુકામે, સુંદર ગોતો છાંય.
નીકર મરશું બળી સાથ સહું, જીવવાની નથી આશ,
તસંકે મારૂં તન હરનીશા, બળે પોળ અવાસ.

## સ્ત્રી વીધવા

### લલીત છંદ.

જરૂર જવાળ આ, જોઈને મને;
સદય સુખતો, છેદીયું અને.
સુરતમાં હરી, ઝાંખી આ પડી
લડથડી પડું, અંગ આથડી.
નથીજ આશરો, કોઈનો અરે
દુઃખ સમુંદ્રમે, ડાળીયો ખરે;
સરવતો ગયું માહારૂં સખી
તન વીશે મને, જવાળ આ ટકી
પ્રીય પજા પરે, મારી પાડું આ.
અગનીયેં કર્યું, દીલ ખાડું આ
નિરપરાધી હું નાથ શું ખરે;

બુડત બેલીઓ, ઈશ્વરા અરે,
દુઃખ તણા મહા, ડુંગરા ઢળ્યા.
દિન મનુષ તે, દુઃખમાં પડયાં;
અવર કોઈનો, આશરો નથી.
કરમની કથી, શું વદું અતી;
જહેર જોબને ઝૂરતી હતી.
અણચીતી બની, આ કુડી કૃતી;
શુંય કરૂં હવે, કોણને કહું.
સરવ સંકટો કેમ હું સહું;
આન તણી હવે, આખડી થઈ;
શુધ બુધી બધી, વીશરી ગઈ;
અરર ઈશ આ, આભ ત્રુઠીયો;
કળકળી કહું, કાળ ખૂટીયો.

(બડા બાઇ બુડતો તારોરે અંબે આઇ પાર ઉતારો.) એ રાગ,

જુલમ આ આગનો જોઈરે, કારી ત્યાં ફાવે ન કોઈ;
મેડી મંદીરને મેહેલ અવાસો, સર્વ સોધીને તમામ.
બાળી બાળીને રાખ કર્યાં સહુ, ઘર્માં હતાં જે ધામ;
જુલમ આ આગનો જોઈરે, કારી ત્યાં ફાવે ન કોઈ.
શેઠ હતા તેને રંક સહય કર્યાં, બાળી દીધાં બહુ ધામં;
કોપ થયો કીરતાર તણા કે, રૂઠીયા જાણે રામ. જુલમ.
તાપી નદીને તીર આવીને, તંબુ તાણ્યા છે તેમામ;
શેવકુટમરા સર્વ લાકોને, બેસી રહે એક ઠામ. જુલમ.
લક્ષપતી તે હાથ લઈ લમણે, નાખે નીસાસો લાંબ

સર્વસ બગડ્યું એમ કહીને, દીલગીર દીલમાં થાય. જુલમ.
અીયો બાળકને નવ ન્હવરાવે, પાડે બુમો બ   બાળ;
માત સામું જોઈ વીસું કરે મુખ, ઉઠે અંતરમાં જ્વાળ. જુલમ
નીરપરાધી બાળક નીશ્ચે, દુઃખી થયા તાણી દાદ;
કાળ તણા જ્યાં થાય સીધુંડા, કોણ સુણે ફરીયાદ. જુલમ.
કાળનું ચક્ર જે જાળ ફરે છે, દેખીને દીલગીર થાય;
મુકીને માળા ખજાના મંદીર, સોંપી દીધાં છે સદાય. જુલમ.
ઘરધણીનો મૂકી વાળી ઘાણી બીક, ડરી ઉભો રહે દુર,
અગ્ની દેવને અર્પણ કરવા, ચડે પગાણે શુર. જુલમ.
કોઈની હીંમત કામ આવે નહીં, છેટે ઉભા ર   જોય:
ફાળ પડે દેખી જ્વાળ બાળકને, કાળ ફુલીયો રોય. જુલમ.
નેણામાં નીર ભરી અતી નારી, નાખે ઉંડા નિશ્વાસ;
સ્વામી સામું નથી સ્નેહથી જોતી, અંગ અતીશે ઉદાસ. જુલમ.
ટગર ટગર જોઈ ત્રાસથી નાસી, દેખાતાં દુઃખ દેખાય;
કીયા જનમનો કારમ્યો આવી, દૈવ તેં નાખ્યા દાવ. જુલમ.

**લોકો—** **જોડી તમે ન જોઇ માડી.**

આવી આ અગ્ની અણધારી. ( ૨ )
તાપીને નદીને તીર જઈને, બેઠાં નરનારી;
નીકર બળી ખાખ થશું ન્યાળો; ( ૨ )
ગોતો ઈલાજ ઉગરવા કેરો, જબર બળે જ્વાળો.
સર્વ ત્યાં સાદ થાય સાથે; ( ૨ )
અક્ષમા રહેવા ઈલમ કેરોને; ઉગરે કોઈ વાતે;

જીવ્યાને જરૂર મળશો આહૂ. ( ૨ )
કૃપા હોય જો ઈશ્વર કેરી, તો થાશે તાજવું;
મુઝાશો નહીં કોઈ મનમાં ( ૨ )
જીવતા નરને રાજ જડે છે તૃપ્તી થશે તનમાં;
સત્ય કીરતાર સહાય થાએ; ( ૨ )
પુરુષ કર્મની આડું પાંદડું, પલમાં ઉડી જાએ;
માટે સહુ સાથ ધીર ધારો. ( ૨ )
દિલ વિચાર નહીં લાવો દાડી, આગી જડે આધરો;
ઉગરશે નાવજને દશા જેથી; ( ૨ )
સહી સલામત રાખે ઈશ્વર, આશ પુરે એની;
માર ધણી સાલે શું કરવું; ( ૨ )
રડયા કુટયાથી કાંઈ ન વળશે, આખર છે મરવું;
જીવતા સર્વે જો રહેશું; ( ૨ )
અન્ય વખત કદી ઇશ કૃપાથી, લહાવ રૂડો લેશું.
જપો જગદીશ તણી માળા; ( ૨ )
વાર કરીને વીશ્વપતી કદી, ઓળાવશે જવાળા;
ઉપાય નથી કંઈ આપણનો;
ધાર્યું ધણીનું થાય ધરાપર, પનીત નથી ક્ષણનો.

**મનહર.**

જવાળારૂપી કાળતણી ફાળ પડે પેટમાંય;
વૃદ્ધ અને બાળ તતકાળ ફરે તાસમાં;
બેસવાની ડાળ તે બુઝેલી નકી બાળતામાં;

બજે મેડી માળ છે વિશાળ કેરા વાસમાં:
ખાસ ખંગ્રાસ કરે ગ્રાસ જેમ રાહુશશી
ભયંકર બાળી બાળી કર્યાં છે ઉદાસમાં
દાવાનળ અગ્નિકેરો દવ દેખી દીલ ડરે;
ધરે નહીં ધીર કોઈ વીર ન ઉલાસમાં.
બંબા અને મોટા મોટાં પંપેતો પોબારા ગણી
પાણી લાવી થાકી ગયા, ઓલાવવા આગને;
અંગ્રેજને વાણીઆ અને પારસીઓ પાડે બુમ.
ત્રાગ બુમ પોકારેને બકોર ત્યાં અથાગને;
લુંટી લુંટી માળ જેરાવરી કરી જવાળાદેવી
લડાઈ કરીને લુંટવા ખરો જેઈ લાગને.
શુરવીરો ચોંપથી સંતાઈ ગયા છાનામાના.
પોબારા ગણીને ઉભા ભરે પાછા પાગને,
ખરું ક્ષત્રી બીજ નેતો, બુણો ગોતી ગોતી ખરા
હામને હટાવી દીધી દાંતે એક આંગળી;
જેઈ મોટા મામલા ડાયરાને કપારો છુટે,
પણ આનો શુરાને કપારો છુટયો છે વળી.
ભાન ભુલી દેહ તણું ભડકી ભુકે હોસ;
લક્ષપતી ધણી કાકે એવી દશા આ મળી;
કાશીદાં કરતા કર્યાં, લક્ષ જરે કોટાધીપતી
દામ વાળા હતા, કર્યાં વેચતા ડુંગળી.
વાળી દીધો ધાણ ન ઓધાણ રહ્યું કોઈ એક;
મુંશી નાખ્યા છત્રપતી દેખીને ખેડોળમાં,

છતરપતીઓને બનાયા છે પથર પતી;
જવાળે એવો જુલમ ગુજાર્યો આખી પોળમાં,
વાણીઆઓ લીંગ તોળી તોળી વાત ભેગાં કર્યા;
ફેર વરતાણો નાના નાતના કપોળમાં,
બ્રાહ્મણો ટીપણાં મુકી ભાગી ગયા ગામ બહાર;
દેખી તેની દુર દશા દુખીઆરા ટોળમાં,
મનુષ્યનો કોપ કાંનો, ઈશ્વરીનો કોપ આનો;
લેખ આવી લુણી ગઈ, નીચાની શું આંકડા.
આમ ફેરા નાસ થકી માન મુકી દીધા સદા,
ફીકર કરીને આની, હાણુ ભરે ફાંકડા:
[illegible] સુરતમાં, શેરને બફાર શુણી,
માનવી [illegible] ઉભા ઠેકે જેમ માંકડાં.
કૈક [illegible] ટટે થકા જુવે ચોંપ થકા.
વાંકા મુખ રાખી જુવે વીર ફરે વાંકડા.

### દોહરો.

દીલગીરનો હત દેખીને, અંગ ધરે અફસોસ,
શું થાશે હે શ્રી હરી, કર્મતણો શું દોશ.

---

હાય હાયરે અગ્નીએ હિંદુ બાળીયું;
બધું પુર આવીને બાળીયું રે. હાય.
તેણે સપાટે કોઈ ન છોડ્યા, કરે માણસો દોડમ દોડા;
ઝુરે નરને નારી તણાં જોડાં રે. હાય હાય.
આજ રૂઠ્યો છે રામ અમારો, એવું લોકો પાડે છે પુકારો,

અરે સુખડાંનો આરો ન આરો રે. હાય હાય.
ત્રણ કોટીનું ખેડું રાખ્યું, અંધજનને ઉઘાડી છે આંખ્યુ.
નાથ ઓચ્ચીનું દુઃખ શું નાખ્યું રે. હાય હાય.
અરે અગ્ની દેવી હે ઉગારો, વીટી શેવક કરતા વિચારો,
આજ મૃતકને માર ન મારો રે. હાય હાય.
અરે વીષ્ણુ બ્રહ્માને મહેશ, શાને માટે ફરી ગયા છે શેશ;
આવી જ્વાળાઓ જ્વાળ ઉદ્દેશ રે. હાય હાય.
હાય હાય શું કરવું આ વેળા, ભાઈ બેનને બાળકો ભેળાં,
મળ્યા રંક ગરીબોના મેળા રે. હાય હાય
તરંગગે તે ત્રાસે પુકારે, એક ઈશ્વરનેજ સંભારે,
કદી આવીને પાસ ઉગારે. હાય હાય.
પતી સામુ પ્રીયા થઈ સુંની, જાણે આંખ દીસે છે, ખુંની,
જેમ ધ્યાન ચુકી જાય મુંની રે. હાય હાય.
થયા સર્વ મળી બે ભાની, હાય હાય અતી થઈ હાની,
એવું બોલી ગયા છે બેતાની રે, હાય હાય.
નાથ વીશ્વના નીત્ય ભજોને, એવું સર્વ બોલી અને કોને,
વાત અંતરની ઉચરે ન મુને રે. હાય હાય.

## ગરબી.

( મહા કોપ થયો કળીકાળમાં જો. )

અરે કોપ અચાનક શું થયો જો,
આગ લાગી અતી સુખ શું ક્યો જો. અરે કોપ.
મોટાં મેડી મંદીરને માળીયાં રે,

જ્વાળ ઘેરે મોટાં અતી જાળાંયાં રે;
પડે સુરત શેહેરને ફાળ આરે.
જોઈ લાગી જોરાવર જાળ આરે.
કુદે નારી નરો ટોળે મળી રે.
કૃતી અદ્દભૂત કોઈ ન શકે કળી રે;
ત્રુટે ત્રાગ શુરો તણા તનમાં જો,
મુકે માન મોગા કેરા મનમાં રે.
રેલ્યો દુઃખનો દાવ ઉંડેક મરી જો,
શ્રી હરીને સર્વ લીએ સમરી જો:
ટોળે ટોળે મળી ત્રાસથી રડે જો,
રામ રામ કહી સરવે રડે જો.
ઉંડે બડકાને ગેબની ગોળીયો જો,
કૈક જનોની રખડાવી ટોળીઓ જો.
ક્યાં ભુંડે હાલે કૈક જનને જો;
ક્યાં આળગાં સર્વે એ અંનને જો.
ફાકે ધણીને બીકથી બારણે જો;
પ્યારો પુત્ર ઝુલાવે પારણે જો.
બાળ માત બીહામણો મુખે બની જો;
હાય હાય કરે આ ત્રાંથે થઈ ઘણી જો,

આવ્યા હશે શું ગાય ફેરા ગાંદરાજો:
કર્યા ખાતાં સુખા પાખા કોદરા જો.
હવે નાથ કરવું શું નીશ્ચય કરો જો;
ધીર ધારીને વાત કાનમાં ધરો જો.
ગયું સર્વસ્વ બગડી સર્વનું જો,
ગયાં સાથ નાણા મુકી ગર્વનું જો.
કઈક નરોને ભીખ માગતા કર્યા જો,
હતા ધામ તે જંગો એ ધર્યા રણાં જો;
બળી ખાખ વીતી કહે વાતડી,
સુંણી કોપને બળે અતી છાતડી જો.
કારી ઘાવ તે કેમ રૂઝાવવો જો,
શ્રેષ્ટ રસ્તો તે કેમ સુઝાવવો જો;
કરો કાંક ઉપાય રળવા તણો જો,
ચુંમ બેઠાથી શોક વધશે ઘણો જો.
પ્રભુ રાખ્યા સલામત નામને જો,
ફરી ભેટશું દૌલત દામને જો:
હવે ગુજરાન કરવો હીંમત થકી જો.
પળે છાયા જો સુખ કરી હે સખી જો.
નર જીવતાંને મળે નકી નારીગો જો,

મુવા જનની હ્‌વે ન કોઈ કારીઓ જોં;
છેલ્લુ વાક્ય સુણાએ હવે કહું જો:
સુખ દુઃખતો દેહમાંહી છે સહુ જો,
માટે ભજવો રૂડા ભગવાનને જો;
એ છે તારણવાળો માનને જો.
છેલ્લી ભીખન કનૈયાની વીનતી જો,
એક રાતમાં ઉભી કરી હુતી જો:

**(શનમ શરખોરી રૂઠા ગયાહે એ રાગ.)**

અગ્ની માતા કોપ અચાનક, અણચીંતો તેં આદરીયો.
ફુરી કરી તેં દશા સુરતની, દામ નહીં કો જન હરીયો.
ફળાં પીઠમાં જ્વાળા ઉઠી ચડી તું મોડી ભાગોળે,
કાટપીટીયા વાડ મહીં ઉઠી અગ્ની લાગી અતી ઘણી.
પડે બુંબારવ શબ્દ શોકના ક્રોડ ત્રણ નુકશાન સુણી.
ત્રાસ અતીશય પડે પીડમાં ઘાણ વાળીઓ તેં જાતે,
વૃધ બાળકો નરને નારી, ઝુરી મરે બેસી સાથે.

**દોહરો.**

ભુલ ચુક કરી માફને, સજ્જન લેશો સાર;
ભીખન કહે છે ભાવથી, સદા કરો સ્વીકાર.



# "જાહેર ખબર."

આ ચોપડી નિચે સહી કરનારના મુકામપરથી

રોકડી કીંમતે વેચાતી મળશે.

વિજળી—લેતાં ખુબ તપાસ રાખજો. અમો બે બુક ફક્ત સવા આને આપશું અને બીજે વીજળી એકજ સવા આને મળશે. માટે ભાઈ ચક્ષુ ખોલી બુક હાથમાં લેજો હો?

સહી શા. પુરૂષોત્તમ ગીગાભાઈ.

"સહી. બુકસેલર પ્રાણજીવન હરખજી"

નવી કાપડ બજાર ભાવનગર.